[illegible]

યાને

# "અસર લાગે સોબતથી"
# "દુઃખ પામે મહોબતથી"

નાટક ત્રણ અંકી.



રચીને પ્રસિદ્ધ કરનાર.

**રણછોડભાઈ ફકીરભાઈ.**

દોહરો.

અનુરાગ વાંચો પ્રેમથી, કરો મન વિચાર;
જ્ઞાન વધે એમા ઘણું, સમજો નરને નાર.

સુરત, એદાબક્ષ પ્રેસમાં મંચેરજી જમશેદજી દોસવાલાએ છાપ્યું.

સંવત ૧૯૪૨ સને ૧૮૮૬.

**કીંમત ૪ આના.**

# સ્ત્રી ચતુરાઈ

યાને

## "અસર લાગે સોબતથી"

## "દુઃખ પામે મહોબતથી"

નાટક ત્રણ અંકી.

રચીને પ્રસિદ્ધ કરનાર.

**રણછોડભાઈ ફકીરભાઈ.**

દોહરો.

ચતુરાઈ વાંચો પ્રેમથી, કરો મન વિચાર;
જ્ઞાન વધે એમા ઘણુ, સમજો નરને નાર.

રત, આશાપક્ષ પ્રેસમાં મંચેરજી જમશેદજી દોસવાલાએ છાપ્યું.

સંવત ૧૯૪૨ સને ૧૮૮૬.

કીંમત ૪ આના.

# નાટક પાત્ર.

—:o:o:—

હીરાલાલ............... સેનાપુર શેહેરનો સોદાગર.
માંણેકલાલ............... હીરાલાલ સોદાગરનો પુત્ર.
ચંપકલાલ............... (નગરશેઠ) હીરાલાલનો મૈત્ર
પાછળથી વેવાઈ.
કાશીદાશ............... હીરા૦ સોદાગરનો મેહેતો.
નુરૂદીન............... ભાડભુંજો.
ચાકર, નફર, ગાડીવાન, બ્રાહ્મણ, દોસ્તદારો, દેવ, વીગેરે
અંદનાગવરી............... હીરાલાલ સોદાગરની સ્રી.
પેમાગવરી............... ચંપકલાલની ધણીઆણી
તારાગવરી............... ચંપકલાલની પુત્રી, તથા
માણેકલાલની સ્રી.
ચંપાબખશ............... વેસીયા.
ભીખી............... એક ચાલાખ દાયણ
દાસી, લોંડી, સગા વ્હાલા વીગેરે.

૨૮૮૮

# શ્રી ચતુરાઈ નાટક.

## ઈશ્વર સ્તુતી.

(પ્રભુ તોરે નામકી લેહે મોહે લાગી.) એ રાહ.

પ્રભુ તારો ઉપકાર છે મારે માથે,
જેટલું હાથેકરીએ તેટલું સાથે; (ટેક)
વિનતી કરીએ આજ તમારી, આરંભીએ ભલી ભાતે. — પ્રભુ
બાલક છઈએ પ્રભુ તમારા, તમે રાખો હમારી લાજે. — પ્રભુ
અતી ઉમંગે નાટક કરીએ, થજો સ્હાય તમો આજે. — પ્રભુ
વિઘ્ન દુર કરજો પ્રભુ હમારા, હિમત હમારી સાથે. — પ્રભુ
બોધ આપો કૃપા કરીને, એતો રંક બાલકને કાજે. — પ્રભુ

:o:o:

## અંક પેહેલો. પ્રવેસ પેહેલો.

( સ્થલ હીરાલાલ સોદાગરનો મેહેલ )

**હીરાલાલ**— (કાશીદાશને) આજે કંઈ હજુ સુધી ચંપકલાલ આવ્યાનહીં.

**કાશીદાશ**— હવે આવ્યામાં, પણ તમોએ ગાડીવાનનો પગાર શું આપ્યો માટે તે પગારને પેટે ઉધરાવો.

(હીરાલાલ ઉધરાવેછે અને કાશીદાશ ઉધારેછે એટલામાં ચંપકલાલ આવેછે.)

**હીરાલાલ**— અહો મારા મિત્ર ચંપકલાલ તમને હમણાંજ યાદ કર્યાં હતા,

**ચંપકલાલ**— એટલું બધું તે શું કામ પડ્યું.

**હીરાલાલ**— કામતો કંઈ નહીં, પણ આજે માહરો એવો વિચાર છે કે, આપણી ગાડી જોડાવી વાડીએ જઈએ.

કેમકે ઘણા દીવસ થયા આપણે ગયા નથી, માટે જરા જોઈ એતો ખરા કે વાડીના કેવા હાલછે.

**ચંપકલાલ**— ચાલો ત્યારે ઝટ કરો, કેમકે દસ વાગી ગયા છે પણ કંઈ અડચણ નહીં, લગાર મોડું થશે એજ.

**હીરાલાલ**— (નોકરને) અલ્યા દેવા, (દેવો આવેછે.

**દેવો** — કેમ શેઠ સું કામછે.

**હીરાલાલ**— જા, ઝડપથી માણેકલાલને નીશાળેથી તેડી લાવ. (દેવો જાયછે, ને માણેકલાલને તેડી લાવેછે.

**માણેકલાલ**— કેમ? બાપા! આજ ક્યાં જવું છે.

**હીરાલાલ**— આપણી વાડીએ જવું છે પણ જો રશોઈ થઈ! ચાલ, હોયતો જમીનેજ જઈએ.

**માણેકલાલ**—બાપા! રશોઈતો તઈયાર છે.

**હીરાલાલ**— ચાલો, ત્યારે જમી લઈએ,(ચંપકલાલને) ચાલો ચંપકલાલ જમવા.

**ચંપકલાલ**—નહીં સાહેબ હું ઘેરથી જમીનેજ નીકલ્યો છું તમે જમીઆવો હું બેઠો છું.

(હીરાલાલ અને માણેકલાલ જમવા જાયછે અને જમીઆવી ગાડીવાનને બોલાવે છે.)

**હીરાલાલ**—(ગુંસ્સાથી) અલ્યા ઉકા! ગાડીલાવ, સુવ્વર! કેટલીવાર ચાલ જલદી.

**ઉકો**—(બીહીને) સાબ! ગાડી તો ક્યારની જોડી છે,

**હીરાલાલ**— ચાલો ચંપકલાલ, (વાડીએ જાયછે.)

પરદો પડેછે.



## પ્રવેશ બીજો.



(સ્થલ વાડી બંન્ને દોસ્તદારોની વાત ચીત. )

**હીરાલાલ**— અલ્યા વાલીઆ.

**વાલીઆ**— (હાથ જોડીને) સાહેબ! શું હુકમ છે.

**હીરાલાલ**—જા! ઐત્રણ દાડમને પાંચેક જમરૂખલાવ.

( વાલીઓ લેવા જાયછે. ને સારા રાગ દાડમ, જમરૂખ લાવી આપેછે ને હીરાલાલપોતાના છોકરાને આપેછે)

**ચંપકલાલ**— (હીરલાલને) શેઠ, ગુલાબના ઝાડ કેમ સુકાઈ ગયાં છે વારૂં.

**હીરાલાલ**—એમાં નોકરનો વાંકછે; કારણકે બરાબર ઝાડને પાંણી મળેતો સાના સુકાય. પણ આ નોકર ઠીક નથી એહાડકાનો હરામછે. એને સું કહીએ, પણ કંઈ નહીં; એનો પગાર આપણે વધારીસુંતો બરાબર ઝાડની સાચવણ કરશે માટે આજથી એનો પગાર વધારૂં.

**ચંપકલાલ**— ભાઈ પગાર વધારવાનુ સું કાંમછે; તેના કરતાં એને પાણીચું આપીને બજો હોશીયાર હોયતો સારૂં.

**હીરાલાલ**—હમણા ક્યાં સોધવા જઈએ હાલતો એનેજ રાખો પછી સહુ થઈ રેહેશે.

**ચંપકલાલ**—હવે તમે બધી વાત જવાદો ને મારી એક વાત તમે કાને ધરોતો હું કહુ કેમકે એ વાત કંઈ નાની શુની નથી, માટે તમેજો ઘુસ્સે નહીં થાઓ તો કહું.

**હીરાલાલ**—ભાઈ ચંપકલાલ, તમારે જેવાત કહેવી હોય તે સુખેથીકહો મારે કંઈ રીશ નથી કે ઘુસ્સો નથી.

**ચંપકલાલ**—ત્યારે સાંભલો. તમારો પુત્ર માણેકલાલ અને મ્હારી પુત્રી તારાગવરી એ બનેનો વીવાહ કરવો.

**હીરાલાલ**—અરરર! એ મ્હારે મોહોડેથી હા કેમ કહેવાય. માટે તમે એ વાત કહીને હું માનુંછું, પણ હું મારા માણેકલાલની માને પુછું પછી એ વીચાર આપણે કબુલ કરીએ; બાકી એમતો કોઈ નહીં કહે કે આ દોસતદારો આ ને હવે કે-

વાઈ થયા પણ કંઈ હરકત નહીં લોકો.જખ મારેછે માટે એ વાત બંધ રાખો હું કાલે તમને ખુલાશાનો જવાબ આપીશ તે-થી તમો કાલે આપણે ઘેર જરૂર જરા વેલાસર આવવું. ચાલો હવે ગાડી જોડાવી ઘેર જઈએ.

**ચંપકલાલ**—ઠીક ત્યારે હું તમારો શબ્દ માથે ચડાઊછું પ-ણ પુછવાનું એટલુંકે તમારી ખુશી છે કે નહીં.

**હીરાલાલ**—મારીતો પુર્ણ મરજીછે પણ ઘરવાલીને પુછવુ તો જોઈએ નહીતો રંડ પછાડી બડ બડાટ કરે તે સું કામનુ.

**ચંપકલાલ**—ચાલો ત્યારે હું કાલે વેહલો આવીશ.

બંને ગાડીમાં બેશીને જાયછે અને પડદો પડેછે.

---

## પ્રવેશ ત્રીજો.

(હીરાલાલનું ઘર, )

**હીરાલાલ**—(ચંદનાગવરીને)એ અલી? સાંભલેછે કે!

**ચંદનાગવરી**—(અંદરથી) એ શું! કહોછો.

**હીરાલાલ**—તું આવતો ખરી પછી તને કહું.

**ચંદનાગવરી**—(આવેછે) લો, આવી કહો હવે.

**હીરાલાલ**—જરા ધીરી પડ, અને હું પુછું તેનો બ-રાબર જુવાબ આપ, આમ ઘાભરી શીદને થાએછે.

**ચંદનાગવરી**—લો ત્યારે કહો હવે!

**હીરાલાલ**—કાલે હમે વાડીએ ગયા હતાં ત્યાં મારો જે મિંત્ર ચંપકલાલ છે તેને એવી વાત કરી કે—

**ચંદનાગવરી**—કહો, કહોની કેમ અચકી ગયા.

**હીરાલાલ**—મે જાણ્યું કે કોઈ આવ્યું.]પછી તેને કહ્યુ કે તમારો પુત્ર માણેકલાલ'છે ને માહરી પુત્રી તારાગવરી એ બંધેના વિવાહ કરવાની મરજી છે, એ પ્રમાણે મહને કહ્યું પણ તારો શું વિચારછે, કરવા કે નહી કરવા, તે મહને વેહલી કહે, કેમકે હમણા તે આવશે,

**અંદનાગવરી**—મારી તો ખુશી છે પણ તમને ઓછું લાગેતો હું નહીં જાણું, માટે હું તો કહું છું કે વિવાહ કરો તો સારૂં, છોકરીપણ રૂપગુણની ભરેલીછે, મે એવી વાત ઘણાને મોહોડે સાંભલી છે ખરી

**હીરાલાલ**—હવે તેતો હુંએપણ જાણુંછું પણ હમાણા તે આવશે માટે હા કહું કે નહીં.

**અંદનાગવરી**—હા કહોતો ઘણું સારૂ, કેમકે આવું રૂડું ઘર મુકી બીજું સોધવા જઈએ, તમે વિચાર મુકીદો અને હાજ કહેજો. (જાયછે)

(એટલામાં ચંપકલાલ આવેછે.)

**હીરાલાલ**— આવો ચંપકલાલ, (એમ કહી બેસાડેછે.)

**ચંપકલાલ**— કેમ પછી પેલી વાત પુછીતી કે?

**હીરાલાલ**— હા વાત પુછી, પણ તેની ઘણી ખુશીછે તેમ, મારી પણ છે. હવે આપણે બ્રાંહ્મણને બોલાવીએ.

(હીરાલાલ નોકરને બોલાવવા મોકલેછે પછી નોકર બ્રાંમણને તેડી લાવેછે)

**બ્રાંહ્મણ**—(હીરાલાલને) જેજેકાર થાઓ, ભાઈઓની વા[ડી વધો]

**હીરાલા**— આવો માહારાજા, (તેને બેસાડેછે)

**બ્રાહ્મણ**—કેમ જજમાનરાજા કંઈ ઘી કેળા થાય એવુંછેકે,

**હીરા૦**—તારાગવરી, ને માણેકલાલની રાસ કેવી આવેછે,

**બ્રાહ્મણ**—ધન, મકર, નાસતાને પકર, મીન, મેષ, ને કુંભ' બીલાડી પાડે બુમ' રાસતો ચોખ્ખાને ચત જેવી આવેછે એમાં કંઈ ફેર નથી, છોકરી માંગે આઠ ને છોકરો માંગે ચાર; માટે વીચાર મુકીદો કંકુના કરી નાંખો!

**હીરા૦**—હવે લગન જુવો.

**બ્રાહ્મણ**—(ટીપણુંકાઢી જુવે છે,) પરમ દહાડે નોમના લગન ચોખ્ખા છે, માટે તમે હા કહી દો.

**ચંપક૦**— આપણે ક્યાં ના છે, (હીરાલાલને) ત્યારે તમે શામગ્રી તઈયાર કરો હું જાઉછું,

**હીરા૦**— હમારે શું ખોટ છે. બધું તઈયાર છે.

[ચંપકલાલ ત્યાંથી વદાય થયા એટલે હીરાલાલ પણ ઉઠી ને ઘરમાં ગયા.]



## ત્રેવેસ પ્રવેશ (સ્થલ હીરાલાલનું ઘર.)

(પેમાગવરી બેઠીછે અને હીરાલાલ આવેછે.)

**પેમાગવરી**—પ્રાણનાથ, કેમ આજે વાર લાગી,

**ચંપકલાલ**— આપણી છોકરી તારાગવરીના વીવાહ આપણા હીરાલાલના છોકરા માણેકલાલ સાથે કર્યા છે.

**પેમાગવરી**—હેં! તમે કહો; ના,ના, સાચુ કહોની,

**ચંપકલાલ**—વરી નાના ને હાહા તે કેવું, લગ્ન પણ પરમ દહાડે નામના લીધાછે માટે તારે જે કંઈ જોઈએ તે મંગાવ નહીતો ફજેતી થસે.

**પેમાગવરી**—લાવવાનું તો બીલકુલ નથી સગા સંબંધીને આજથી તેડાવો કેમકે લગનના દીવસ ટુંકડાં આવી લાગ્યાંછે.

**ચંપકલાલ**—સગા સંબંધીનેતો હું કાગળ લખીતેડી મંગાઉ છું તું શું કરવા ફીકર કરેછે. (એમકહી કા૦ લખવા બેસેછે)

**પેમાગવરી**—(જુસ્સાથી) કાગળ લખતા પણ કેટલી વાર.

**ચંપકલાલ**—(જોરથી) દાઉદખાં, દાઉદખાં, દાઉદ;

**દાઉદખાં**— (પ્રવેશ કરી) કીંઉ સાબ ક્યા હુકમ હે,

**ચંપકલાલ**— અંદર ક્યા કરતાથા?

**દાઉદખાં**—સાબ ગલાસ સાફ કર રહા થા.

**ચંપકલાલ**—લે એ ચીઠીઆં, ઈસકે ઉપર નામ લીખે હુવે હય; જીસકા નામ હોવે ઉસકુ દેકર જલદી આ,

**દાઉદખાં**—બોત ખુબ સાબ. (જાયછે)

**ચંપકલાલ**—(પેમાગવરીને)કેમ અલી હવે કંઇછે!

**પેમાગવરી**—ના, પણ દરજીને ત્યાં કોને મોકલોછો, છોકરી પહેરસે શું

**ચંપકલાલ**—હમના દાઉદખાં આવસે તેની પાસે મંગાઉછું.

(એટલામાં દાઉદખાં આવેછે.)

**દાઉદખાં**—સેઠ. સબકુ બોટ આયા.

**ચંપકલાલ**—અછા હુવા.

**દાઉદખાં**—અછા કયા હુવા સબતો લીફાફા બાંચકે ઊંગલી કાટને લગ ગએ કે એક દો દીનમે કયા હો ગયા એતો વો કહેતે હયેંને કે, તુરત મંગનાને તુરત બોયા.

**ચંપકલાલ**—ચલ અબ શીર મત ફોડ દરજીકે વાંહ જાકે અપની તારાગવરીકે બાસ્તે કપડે સીલાને દીએહે શો જાકે જલદી લા. ઉસકા આજકા બાએદા હુએ.

**દાઉદખાં**—બોત ખુબ સાબ.

[દાઉદખાં દરજીને ત્યાંથી લુગડા લાવી આપેછે.]

**ચંપકલાલ**—કીઊં લાયા

**દાઉદખાં**— હાં સાબ લીજીએ.

**ચંપકલાલ**—લે, એ કીલી, ઉસ ઈસકોત્રીમે રખદે, સતકુ નીકાલને પડીંગે

**દાઉદખાં**— કાયકું.

**ચંપકલાલ**—તેરેકુ ખબર નહીંહે, આજ સતકું હીરાલાલકા લડકા અપની તારાગવરીકે સાથ પરણનેકુ આએગા.

**દાઉદખાં**—જબતો સાબ એ હાંડી, વાલસાટ, ચીમની આ, સાફ કરતા હું.

**ચંપક૦**—જાઓ, જલદી કરો.

(દાઉદખાં જાયછે, અને ચંપકલાલ આરામ લેયછે.)

(પરદો પડયો.)



## પ્રવેશ પાંચમો.

(હીરાલાલનું ઘર.)

(હીરાલાલના ઘર આગલ નોબતો ઝાંઝ વાગી રહ્યાછે ને માણેકલાલને પરણાવવા લઇ જાયછે.)

**હીરાલાલ**—(નોકરને) દેવા, જાતો મારી પેટીમાંથી જામો, પીછોરી લઈ આવ.

**દેવો**— જાઉં સાહેબ, (દેવો ઝડપમાને ઝડપમાં ખાટલાની પાતી ઉંચકી લાવે છે. તે જોઈ શેઠ મારીને કાહડે છે, ને ફરીથી જામો, પીછોરી લાવી આપેછે.)

**હીરાલાલ**—દેવા, જાતો એક ૫૦ મશાલ લાવતો.

(દેવો મશાલવાલાને પકડી લાવેછે)

**મશાલવાલા**—અરે, હીચાલાલ ચો ગયા,

**હીરાલાલ**— રાંડના સકના ઉભા નથી રહેવાતું.

**ઘોડાવાલો**—સાબ ઘોડા ખોટી હોતાય.

**વાજાવાલા**—ચલોને સાબ, કીતની દેર મોંબી દુખગયા.

**હીરાલાલ**—હવે તઈયારી, સાજનના લોકો ભરાતા જાયછે, એમ ઘાભરા શું થાવોછો તમારે ગમેતો પઈસો પઈસો વધારે લેજો. પછી કંઈ છે.

(મોટા ધામ ધુમથી વરઘોડો કાહડે છે, પછી વેવાઇને ત્યાં વરઘોડો ઉતારે છે, ને બ્રાહ્મણ પરણાવેછે.)

**બ્રાહ્મણ**—કાલીગાંઠી સાભદાન! વર પરણે સાબદાન ! તારા ગવરી પરણે સાવધાન ! માણેકલાલ સાથે સાવધાન !

(પછી બામણ પરણાવી રહેછે, અને વર કન્યા ઘેર જાય છે ને જતાં જતાં સઘળી સ્ત્રીઓ ગાય છે)

(મારારે સ્વામી બોલોની વહાલા ) એ રાહ.

બેનીરે આજે દહાડો છે રૂડો,<br>
માણેકલાલ દેખાય છે રુડો. (ટેક)

એને મળી તારાગવરી કેવી,
દેખાય જાણે ચંદ્રકળા જેવી; — એનીરે ૧
પહેરી નાંકમા સોભીતી વા'લી,
ભરી દીધી માથા ઉપર જાળી; — એનીરે ૨
દીપે હાર ગળામાં ઘણો ભારી,
દેખાય છે એતો સોભીતી નારી; — એનીરે ૩
ઈશ્વર જોડ રાખજોની રીતે,
હમેતો ગુણ ગાઈએ છે પ્રીતે. — એનીરે ૪

(પરદો પડેછે.)

---

## પ્રવેશ છઠો.

(માણેકલાલને પરણાવી ઘેર લાવેછે, અને તારાગવને તેડવા આવેછે, પછી વદાય કરે છે.)

**હીરાલાલ**—(ચંદનાગવરીને)કેમ અલી? હવે આપણે શાન્ત થઈ કેની.

**ચંદનાગવરી**—(ગુસ્સાથી) હા, બહુ મઝાનું થયું બેસી રહોની દહાપણ દોલતાં, અમથા દહાપણ દોલ્યા કરોછ.

**હીરાલાલ**—કેમ વારૂ, કંઈ મીજાશ ગયલો દેખાયછે.

**ચંદનાગવરી**—તો શું જાય નહીંતો રહેકે, હવે આપણો છોકરો મોટો થઓ, માટે તમે રોજને રોજ ફરવા જાવો છો તે ઠીક નહીં, ને હવે તમે ઘરમા બેશો. ને આપણા માણેકલાલને ગાડી સોંપો.

**હીરાલાલ**—ઓહો! એજકેની, માહરે કયાં નાછે, બેલાશક એને ગાડી ઘોડે ફરવાદો હું મારે ઘરમાં બેશીશ.

**ચંદનાગવરી**—ત્યારે એને રોજ પાકીટખરચ શું આપશો તે કહીદો મને વાર લાગેછે.

**હીરાલાલ**— (મશ્કરીમાં) ઓહો! વલી પાકીટ. ખરચ પાણ આપવાનો કે.

**ચંદનાગવરી**—(બીજાશથી) શું, તમે ફરવા જાવોછો ત્યારે કંઈ ખરચતાં નહીં હોય કે.

**હીરાલાલ**—ત્યારે આપણે શું આપીએ.

**ચંદનાગવરી**—એમાં શું આપીએ ને શું નહીં આપીએ, ફરયાં ફરોછો.

**હીરાલાલ**— જા ત્યારે હું મારે સમજીને આપીશ.

**ચંદનાગવરી**—ના, મને કહો.

**હીરાલાલ**—આપણે એને રોજ દસ રૂપીઆ આપીશું હવે થયું (ચંદનાગવરી જાયછે. ને માણેકલાલ આવેછે.)

**માણેકલાલ**—(આવીને.)

[ન કર કસદ અચે દેવ એદાદકા—એ રાગ.]

જાઉંછું પીતાજી, હું ફરવાને આજ!
ફરીને હું આવીશ સમીરે સાંજ!
રજા આપી માતા એ પુરી છે આસ!
લેવા આજ્ઞા આવ્યોછું તમારી પાસ!

**હીરાલાલ**—[એજ રાગ.]

નથી કહેતો ના વ્હાલા પુત્ર તને!
કરતો ના એવું એબ લાગે મને!
સોંપુ ગાડી ઘોડા તુજને માહેરા!
હજુરીમાં આપું નોકર તાહેરા!

**માણેકલાલ**—પિતાજી, હું જાઉં છું

**હીરાલાલ**— લે, આ દશ રૂપીઆ. (આપેછે)

( માણેકલાલ દશ રૂ૦ લઇને જાયછે.)



## પ્રવેશ સાતમો.

(સ્થલ રસ્તો.)

(મોતીલાલ, રતીલાલ, ચુનીલાલ ની વાત ચીત અને માણેકલાલનુ આવવું.)

**મોતીલાલ**— દોસ રતીલાલ, આજેતો ચંપાબખસને ત્યાં જવુછે; કેમકે' માણેકલાલે મને કહ્યું હતુંકે તમે મીઠા ભગવાનના નાંકા આગળ ઉભા રહેજો, હું ગાડી લઈને આવીશ, પણ હજુ આવ્યા નહી

**રતીલાલ**—ત્યારેતો આપણે બેસો.

**ચુનીલાલ**—બેસોછો કયાં એ પેલી ગાડી આવી.

(ગાડીમાં બેશી માણેકલાલ આવેછે અને ઉતરીને વાત કરેછે.)

**માણેકલાલ**—ચાલો મોતીલાલ.

**રતીલાલ**—હમે જાણ્યું કે નહીં આવશે.

**ચુનીલાલ**—કંઈ ઘરમાંથી અટકાવ કરચોતો શું.

**માણેકલાલ**—મને કોણ અટકાવનાર છે.

**મોતીલાલ**—કેમ વારૂ કોણ અટકાવનાર છે.

**માણેકલાલ**—અટકાવનારતો ફકત મારા બાપા અટકાવે પણ મને ખુલ્લી રજા આપી છે કે શુખેથી તું ફરવાજા પણ મને શીખામણ દીધીછે કે કોઈ લુચ્ચા માણસની દોસ્તી કરીશ નહીં.

**રતીલાલ**—એ વાત વાજબી છે.

**ચુનીલાલ**—ચાલો હવે આપણે કયાં ફરવા જવું છે.

**માણેકલાલ**—આપણા મોતીલાલ જાણે કેમકે આપરે થી મોહતાછે.

**મોતીલાલ**— જુવો ભાઈ મારોતો એવો વિચાર છે કે આપણે પેલી ચંપાબખસને ત્યાં જઈએ કેમકે એને હમણા નવા નવા ગાયણો બનાવ્યા છે. માટે મારો વિચારતો તેનુ ગાણું સાંભલવાનો થયો છે.

**રતીલાલ**—મારી પણ એવીજ મરજી થાયછે,

**માણેકલાલ**—કેમ ભાઈ ચુનીલાલ તારો શું વિચારછે

**ચુનીલાલ**—જો ભાઈ આપણે જઈએછતો ખરા પણ તે એક ગાયણના હજાર રૂપીઆ લેયછે, માટે તમારી પાશ હોયતો ચાલો કેમકે મારી પાશેતો કુટી બદામ પણ નથી.

**માણેક૦**— રૂપીઆની શું ખોટ છે. આજે હું મારા ઘરમાંથી દસહજાર રૂપીઆ તફડાવી લાવ્યો છું.

**ચુની૦**—(ઝડપમાં) ત્યારેતો ચાલો મઝા મારીએ.

[ બધા વેશીયાને ત્યાં જાયછે.—પરદો પડયો. ]

———:o:———

## અંક બીજો. પ્રવેસ પેહલો.

[સ્થલ વેશીઆનું ઘર]

(વેશીઆ બેઠીછે અને માંણેકલાલ તથા તેના દોસ્તદારો સાથે આવેછે. અને તેની પછાડી છુપીરીતે કાસીદાસ (મેહતા) નું આવવુ અને તેનો બધો તમાસો જોવો)

**ચંપા બખશ**—આંઈએ સેઠ બેઠીએ (એમકહી બેસાડેછે)

**માણેકલાલ**—કેમ સરકાર હવે કંઈ નવું નવું કહાડસોકે!

**મોતીલાલ**— હં, હં, હં! ભલા માણસ સરકારને કોણ કહેવાય; તમને કંઈ અક્કલ છેકે નહીં.

**રતીલાલ**—અક્કલતો તારી જતી રહીછે, સુરતી માંણશ નો ધારો કે, બઈરાને સરકારજ કહે.

**ચુનીલાલ**—ઓ યસ નોટ આ મીશટેઈક ઈનઈટ.

**માંણેકલાલ**—ઠેકચું મી૦ ચુનીલાલ.

**મોતીલાલ**—ચંપાબખશ, હવે તમારૂં ગાનું સરૂ કરો.

**ચંપાબખશ**—આપકી હજુરમેહું સાબ.

**માણેકલાલ**—(પોતાની પાસેથી બે હઝાર રૂપીયા આપે છે) લોઆબ ગાના સરૂ કરો. (ચંપાબખશ નીચે મુજબ ગાયછે)

**ચંપાબખશ**— ગાયન

(આજ શ્યામ મોહેલીનો બાંસરી બજાઈરે) એ રાહ.

દેખ રહી ફજરકી રાહ, આજ મોરે પ્યારેકી;
આજ મોરે પ્યારેકી લો, આજ મોરે પ્યારેકી—દેખરહી
પ્યારે તેરી મહોબતમે દીલ મેરા ફટ ફટ ગયા;
અબકેતો જાને નદઊં, જોબન એ લુટાનેકી. —દેખરહી
તુંહી પ્યારા દીલદારહે, જાન જાતાહે મેરા;
તુજકુ મેં પકડ રખું, દીલતો મેરા દેનેકી —દેખરહી

**મોતીલાલ**—વાહ! ચંપાબખશ ખુબકી.

**માણેકલાલ**—બસ, એ ગાના બંધ કરો ઓર કુછ અછી ચીજા નીકાલો.

(ચંપાબખશ ફરીથી ગાનું ગાયછે.)

**—ગાનું—**

હજારો મેરે દીલકા એ મોતી, (બે વાર.
એ મોતી મેરા સેઠ બડા હે, સારા દીન ઈનાકુ જોતી.—હજારો
માણેક દેખકર મેં લલચાઈ, પલંગકુ છોડમે લોટી.— હજારો,
ચુનીકે ચંદમે છુપગયા તારો, રતીલાલકું કરૂંમે કોટી—હજારો,
જાન જાનતો એહી હમેશ, જાન બીગર ફીરૂં રોતી.—હજારો
ચાર આનેકે પાન મંગાઊ, દીનકી અધેલી મેં ખોટી.—હજારો

**રતીલાલ**— સાબાસ ! સાબાસ !! ચંપાબખશ સાબાસ!

**માણેકલાલ**— ચંપાબખશ, અબતો રજાહે.

**કાશીરામ**—(સંતાઈને) ભાઈએ ગાનુંતો ઠીક સાભળ્યું હવેતો શેઠ રજા માંગેછે, પણ ઘરતો સું ભાઈની ફજેતી થાયછે, તેતો જોઊં.

**ચંપાબખશ**— અબ કબ મેરબાની કરોગે.

**માણેકલાલ**— મેરબાની તો હવે તમારી જોઈએ.(જાયછે)

(પડદો પડેછે)

# પ્રવેશ બીજો.

(સ્થલ હીરાલાલનું ઘર)

(હીરાલાલ બેઠાછે અને કાશીદાશ આવે છે.)

**હીરાલાલ**— કેમ કાશીદાસ, કંઈ આજેતો ઘણોજ મોડા.

**કાશીદાશ**—શેઠ. મોડું થયું હશેતો કંઈ કામ માટે થયું હશે વગર કામેતો નહીં થયુ હોય.

**હીરાલાલ**—હેવાતે શું કામમાં મોડું થયું. તે જરા કહેશો?

**કાશીદાશ**— તે કહેવા જેવું નથી, અને કહીયતો તેમાં તમારી આબરૂ વધે એવુ નથી માટે માફ કરો.

**હીરાલાલ**—એવુંતે શું થયુંકે એમા આબરૂ પણ નહીં વધે, ને વલી એમાં માફતે શું કરૂં તે મને તાકીદે કહો.

**કાશીદાશ**— સેઠ કહીસતો ખરો પણ એમા માલ નહીં માટે એ વાતજ જવાદો.

**હીરાલાલ**—બસ નહી મને કહો.

**કાસીદાશ**— ત્યારેતો સાહેબ કહ્યા વગર છુટકો નથી.

**હીરાલાલ**— બોલ સું કહેછે મારા પેટમાં ધાસકો પડયોછે, માટે જલદીથી કહે.

**કાસીદાસ**— આપણા પુત્ર માણેકલાલને તમો એ ફરવાની રજા આપી, પણ તેમ કરવાથી એ પુત્ર ખરાબ માણસોની દોસ્તી કરીને બદ ફેલીમાં પડયોછે.

**હીરાલાલ**— તમે કેમ જાણ્યું?

**કાશીદાશ**—સાહેબ, જાણ્યું ત્યારેતો તમને કહુંછું; કેમકે હું નજરે નજર જોઈને આવ્યોછું.

**હીરાલાલ**—સું જોઈને આવ્યા તે મને ખુલાસાવાર કહો?

**કાસીદાસ**—ત્યારે ખુલાશાવાર સાંભલો. આપણા શેહેરમાં કોઈ ચંપાબખશ નામની વેશીઆ કેટલાએક દીવશ થયાં આવીછે તેને ઘેર મેં, માણેકલાલને તથા તેના ખરાબ ચાલના

દોસ્તદારો ને મેં તે વેશીઆના ઘેર તરફ જતા દીઠા. તેથી હું તેઓની પાછળ ચરચા જોવાને ગયો હતો, ત્યાં માણેકલાલ સેઠ 'બે હજાર' રૂપીઆ તે વેશીઆના મોડાં આગળ મુકયા, અને તેનીપાશે 'ગાનું' કરાવ્યું. તે ઉપરથી મે વિચાર કીધોકે શેઠતો રોજ પાકીટ ખરચ માટે દશ રૂપીઆ આપે છે, ને આ બે હજાર રૂપીઆ કયાંથી લાવ્યા હશે. માટે તેની તપાસ કરેથી માલમ પડશે.

**હીરાલાલ**—શું! બોલોછ કે, બકોછ, એમ કદી પણ બનેજ નહીં.

**કાશીદાસ**—ત્યારે શું, હું જુઠું બોલુંછુ કે.

**હીરાલાલ**—જોઉંછું, કંઈ ભોંયરૂં તો નથી ઉઘાડયું.

(જાયછે અને — પરદો પડે છે.)

———:0:0:———

## પ્રવેશ ત્રીજો.

(સ્થલ હીરાલાલનો ઓરડો)

**હીરાલાલ**—(ગીજારાથી) અલ્યા દેવા, (દેવો આવેછે

**દેવો**— જી સાબ શું હુકમછે.

**હીરાલાલ**—જા, ઘરમાથી સેઠાણીને બોલાવ.

(દેવો, જાય છે, ને શેઠાણીને તેડીલાવેછે)

**ચંદનાગવરી**—કેમ શું કહો છો?

**હીરાલાલ**—(ગુસ્સાથી) તારા બાપની મોંકાણ રાંડ સંખણી દાઢી થવા આવીતી.

**ચંદનાગવરી**—શું ધાડ આવી, બલ્યો આ વોતે સ્વભાવ રોજને રોજ ગાળો ભાંડો છો.

**હીરાલાલ**—તો રાંડ તારી અકલે ચાલ્યો તેમાં મારી આબરૂ કોડીની થઈ ગઈ.

**ચંદનાગવરી**—કેમ શું થયું? જરા ધીમા પડીને કહો

તો ખરા આમ આકુલા શીદને થાઓછો.

**હીરાલાલ**—આ તાહરા જાણતરે આપણી આબરૂ વધારી એ પ્રમાણે આપનું ઘડપણ પાળશો; આજે મેં કેટલાએક સારા માણસોને મોંહેડેથી એવી વાત સાંભળીછે કે આપનો માણેકલાલ કોઈ વેશીયાને ત્યાં કેટલાએક લફંગા દોસ્તદારોની સાથે ગયો, અને બે હજાર રૂપીયા મુકી આવ્યો, એવી ખબર શાંભળતાજ મેં આપણા ભોંયરા તપાસી જોયાંતો એક ભોંયરૂં ખાલી દીઠું

(વાતોકરેછે એટલામાં માણેકલાલ આવીને બારણું ઠોકેછે)

**ચંદનાગવરી**—કોન છે?

**માણેકલાલ**—એતો ઉં માણેકલાલ.

**હીરાલાલ**—ચાલ આમ આવ વેહલો.

**માણેકલાલ**—(આવીને)કેમ શું કહોછો

**હીરાલાલ**—(હાથમાં લાકડી લઈને) બોલ સાચ્ચુ, આજ ક્યાં ગયોતો?

**માણેકલાલ**—જાય ક્યાં, ફક્ત શેહેરમાં ફરીને ચાલ્યો આવ્યોછું.

**હીરાલાલ**— બીજે કંઈ ગયો નથી, બોલ સાચુ નહીંતો બાંધીને લટકાવીશ.

**માણેકલાલ**— સાચ્ચુ નહીંતો જુઠુકે.

**હીરાલાલ**— ચાલ મારી સાથે (એ પ્રકહી ભોંયરા આગળ તેડી જઈને બતાવેછે.)

**માણેકલાલ**—શું છે. એ તમે મને શું બતાવોછો?

**હીરાલાલ**— કંમબખત જુંઠું બોલેછે; આમાથી બધા રૂપીયા કંહાં ગયા. (એમ કરીને બે, ચાર સપાટા ખેંચી કાહાડેછે.)

**માણેકલાલ**— મરીગયોરે, મરીગયોરે; ઓ બાપરે કો

ઈ આવોરે. (એમ બુમો પાડતો નાશી જાયછે)

(પડદો પડેછે.)

## પ્રવેશ ચોથો.

(સ્થલ જંગલ)

**માણેકલાલ**—(બીહીને) ગજલ.

[રાજા-હું મે કોમકા ઓર ઈંદર મેરા નામ—એ રાગ.]

આ શું દશા માહરી થઈ ને આવ્યો જંગલ માંએ;
શુઝતું નથી મુજને કાંઈ થા પ્રભુ તું સ્હાએ.
કહાં મ્હારા ગાડી ઘોડા કહાં મ્હારી માત;
કહાં મ્હારી પ્યારીને કહાં મ્હારો તાત.
દુષ્ટ મ્હારા મિત્રએ મુજને કરયો ખરાબ;
વેશીઆને, ત્યાં લઈ જઈ પીવડાવ્યો સરાપ.
રૂપીઆ મ્હારા ખાઈ કરીને કરયો છે બદનામ.
આ દુઃખ વખતે કોઈની નથી મુજને હામ.
કાસીદારો કહ્યું પિતાને ન આવી એને લાજ;
કુંબખતના પાપથી મને દુઃખ પડેછે આજ.

(મુર્છાખાઈ પડેછે)

પાછો શુદ્ધીમાં આવી ગાયછે.

**માણેકલાલ**—[લેલી લેલી પોકારૂં મે બનમેં—એ રાગ]

જંગલ ક્રતુ મને ખાવા ધાએ;
રસ્તો શુજતો નથી કાંહા જાએ. (બેવાર.)
ભડકા થાએ છે ભુતના ભારી,
એતો લાગે છે મુજને ઘા કારી.
હવે અહીંઆથી જલદી હું જાઉં,
કોઈ શેહેરમાં જઈ સુખી થાઉં.

(જવા માંડેછે એટલામાં દેવ આવેછે અને તેને ઘ-
ણીજ બીહવાડી પુછે છે.)

**દેવ**—(મોટાશ્વાંટાથી) અએ બેવકુફ તું યહાં કયાંથી આ
વ્યો, અને આ જંગલમાં કેમ તું શોર બકોર કરે છે. તુ
જાણતો નથી કે આ જંગલમાં ફકત દેવ માણશનું રહેઠા
ણ છે, ને જે કોઈ માનવી આવેછે તેનું ભક્ષ કરીનાંખુછુ
(દાંત પીશીને) હવે હું તને કેમ છોડું.(તેને વલગવા જાયછે)

**માણેકલાલ**—(બીહીને) ઓ બાપરે! મુવોરે! આવોરે!
(મુર્છાખાઈ નીચે પડેછે, અને દેવ વિસ્મથઈ
પોતાને મારગે જાયછે. ને માણેકલાલ ઉઠી ગાયછે)

**માણેકલાલ**—(ઉઠીને) ગજલ.

[ચંદ્ર મુખીને એખલી, છોડીને હું આવયો અહીં—એરાગ]

જીવ જતે હમણા માહરો, બચી ગયોછું આજે હું,
હવેતો જાઉં હંઈઆથી, બીકની વાત શું કહું.
નસીબ માહરૂં ઊલટું, ફરી ગયું છે કેવું આજ,
નોકરી કરૂં કોઈની, મુંકી દઉં હું સર્વ લાજ.

(જાયછે.—પરદો પડે છે.)



## પ્રવેશ પાંચમો. (સ્થલ એક શોહેર)

[ ભાડભુંજા શેખ નુરૂદીનની દુકાન. નુરૂદીન બેઠોછે
એટલામાં માણેલાલ આવેછે.]

**માણેકલાલ**—(આવીને) શેઠ થોડાક મમરા ગરીબપર
મેરબાની કરીને આપોતો હું તમારો મોટો આભારી થઈશ;
કેમકે શેઠ હું ઘણો દુઃખનો ભરેલો આ શોહેરમાં આવ્યોછુ
અને મને ભુખ ઘણીજ લાગીછે.

**નુરૂદીન**— તું કોણછે અને તું કયાં રહેછે અને તારી શી
જાતછે

**માણેકલાલ**— સેઠ, હું સેનાપુર શેહેરમાં રહુંછું અને હું જાતનો વણીકછુ ને મ્હારી ઉપર મ્હોટી આફત આવી પ ડવાથી આ શેહેરમાં નીકળી આવ્યોછું

**નુરૂદીન**—ત્યારે તું માહરે ત્યાં નોકરી રહેશે.?

**માણેકલાલ**—હાજી પણ પગાર શું આપશો.

**નુરૂદીન**—પગારતો હું તને પુરતો આપીશ, પણ તારે વેચાણખત લખી આપવું પડશે.

**માણેકલાલ**—બેલાશક હું તમને લખી આપુંછું, પણ માહરે કાંમ શું કરવું.

**નુરૂદીન**—કાંમતો માહરી દુકાનમાં જે થતું હશે તે શોંપીશ કંઈ તારે વાસ્તે બીજું લેવાતો નથી જવાનો.

**માણેકલાલ**—લો ત્યારે હું લખી આપુછું

[માણેકલાલ વેચાણખત લખી આપે છે]

**નુરૂદીન**—ચાલ હવે લુઘડા ઉતાર.

**માણેકલાલ**— સાહેબ ઉતારૂછું (લુગડા ઉતારેછે.)

**નુરૂદીન**— ચાલ હવે આ ભઠીમાં છાલા નાંખ.

**માણેકલાલ**— હાજી નાંખું. (છાલા લાખેછે, અને લાખતા હૈયું ભરાઇ આવેછે અને નીચેમુજબ ગાયછે.)

[ મુજે ઇશ્ક પરીને મારા—એ રાગ]

માહરી જીંદગી થઈ અકારી, ક્યાં રડતી હશે મુજ પ્યારી.
જુવો દેહ બધી કાળી થાયે, મારૂં નુંર ઉડી તે જાએ, જી
આ દુઃખ પડેછે ઘણું ભારી—ક્યાં રડતી. ૧
એવું દુઃખતે કેમ વેઠાશે, માહરો જીવ હવેતો જાશે, જી
મુકી બાપ થયો એકરારી—ક્યાં રડતી. ૨
માહરી માત બહુ રડતી હોશે, નીત વાટ બેઠી એ જોશે, જી
પ્રભુ કેમ ગયો તું વીસારી—ક્યાં રડતી. ૩

ઈશ્વર મેહેર કર તું આજે, માહરી બાળ અવસ્થા કાજે, જી
હું થઈશ ઘણો આભારી—ક્યાં રહતી. ૪
તારી કીર્તિછે બધા જગમાં, આ દુઃખ પડે મારા અંગમાં, જી
એતો-લાગે મુને ઘા કારી—ક્યાં રહતી. ૫

(પરદો પડેછે)

## પ્રવેશ છઠો.

(સ્થલ હીરાલાલનું ઘર).

[અફસોશથી--હીરાલાલ તથા ચંદનાગવરીની વાત ચીત.]

**ચંદનાગવરી**—ઓ ઈશ્વર અરે પ્રભુ! મારો પુત્ર ક્યાં હશે. અને હું એને ક્યાં સોધું. (હીરાલાલ આવેછે)

**હીરાલાલ**—અરે! પ્રાણ પ્રિયા, આજ તારો જીવ કેમ ઉદાસ માલમ પડેછે.

**ચંદનાગવરી**— પ્રાણનાથ, તમે મારા પુત્રને મારી કહાડી મુક્યો તેથી મારા જીવને ઘણો ઉચાટ થાયછે.

**હીરાલલ**— હે પ્રિયા, જેમ તારો જીવ ઉદાશછે, તેમ માર પણ અંગમાં કંપારા છુટેછે. પણ કંઈ નહીં હું આપણા શીપાઈઓને એની શોધ કરવા મોકલુછું.

**ચંદનાગવરી**— તમે તાકીદ કરો કેમકે, આપણે આપણા પુત્રની આજ કેટલાએક દીવશ વાર જોઈ પણ હજુસુધી ઘરમાં આવ્યો નથી. માટે ઝટ કરો.

**હીરાલાલ**—(મોટેસાદે)રહીમખાં, કરીમખાં! જલદી આવ (આવેછે)

**રહીમખાં**— કીઊ સાબ કયા હુકમ હે?

**હીરાલાલ**— તમે અહીયાંથી ઝટ જાઓ અને આપણા માણેકલાલને શોધી લાવો, તમે સોધી લાવસોતો તમને ૫૦૦) રૂપીયા મળશે અને પગારમાં વધારો કરી આપીશ.

**બેઉસાથે**—(સલામ કરી) બોત ખુબ સાબ, અબી જાકે હમ ઊનોકી તપાસ કરતેહે તુમ કુછ ફીકર મત્ત કરના (જાયછે)

**અંદનાગવરી**— હે પ્રાણનાથ, તમોએ શીપાઈતો મોકલ્યા, પણ આજ મારા જીવને ઘણો ઉચાટ થયોછે કે એ પુત્ર કંઈ નદીમાં કે કુવામાં ઈત્યાદી આપઘાટ કરી મરણતો નહીં પાગ્યો હોય; અરે! પ્રભુ તું મારા પુત્રને મેળવ કે મારો બળેલો આત્મા ઠરે.

**હીરાલાલ**—હે પ્રાણ પ્રિયા તું તારા જીવને ઉચાટ કરી મારા જીવને નકામો શું કરવા બાળેછે, જોકે મારી દેહમાં જેવા આગના ભડકા બલેછે, પણ હું મુખથી બોલીને શું કરૂં

**અંદનાગવરી**— મને આશાછેકે આપણા શીપાઈ પુત્રની સોધકરી વ્હેલા આવશે, માટે ચાલો રશોઈ તાહડી પડશે.

**હીરાલાલ**— પ્રિયા મને ખાવાનું આજે ઝેર બરાબર લાગેછે માટે તું જા હું આઉંછું,

**અંદનાગવરી**—પ્રાણનાથ લાગેતો ઘણુંએ પણ શું કરીએ કંઈ ઈલાજ નથી. લો હું જાઉંછું તમે વ્હેલા આવજો.

(જાયછે)

**હીરાલાલ-** (વસ્લકી તેરી કસમ ઘરમે હે ખાના મુજકો)

એ રાહ.

હાય ઈશ્વર કરો મેહેર મેળવ પુત્રને,
ચેન પડતું નથી થા'સાહાય આજ તું મને.
પુત્ર વીજોગથી મેં અન્ય પાંણી ત્યાગ કર્યું,
કયાં રખડતો હશે આ દુખ કયાં આવી પડયુ.— હાય.
કરોધથી મારીને એને મે નસાડી મુકયો
ખતા ખાધી મેં હવે મારતા ન હાથ ચુકયો.— હાય.
પ્રિયાના મેણા મને આજ સાંભળવા પડયા
પેલા ભવનાતે પાપ આ ભવ આવી નડયા.— હાય.

(મુરછા ખાઈ પડેછે)                    [પડદો પડેછે]

## પ્રવેશ સાતમો.

(સ્થલ,ચંપકલાલનું ઘર)

[ચંપકલાલ બેઠાછે અને બે સીપાઈ આવેછે]

**બે શીપાઈ**—(પ્રવેસકરીને)સાહેબ આપણા હીરાલાલના પુત્ર માણેકલાલ આજ કેટલાએક દીવસ થયા કોણજાણે કહાં-એ ગયાછે, તે ખબર પડતી નથી. હમો ગામે ગામ રખડીને ઠાકયા પણ કંઈ પત્તો મળતો નથી.                    [લ્યા ગયા.

**ચંપકલાલ**— શું? બોલેછકે બકેછે! કોણ માણેકલાલ ચા-

**શીપાઈઓ**—હા સાહેબ માણેકલાલ ચાલ્યાગયાછે અને તેમની સોધ કરવા અમને મોકલ્યાછે, માટે હું ખરૂ કહુંછું.

(માણેકલાલ નાશી ગયો; એવો અવાજ સાંભળી તારા ગવરી પ્રવેશ કરેછે.)

**તારાગવરી**— પિતાજી સું છે, ને આ ગડબડ સાનીછે; અને આ સીપાઈ કયાંથી આવ્યાછે.

**ચંપકલાલ**—(સીપાઈને) તમે જાઓ, અને હું એની સોધ કરીશ, અને હમારે ત્યાં માણેકલાલ આવ્યા નથી.

(સીપાઈ જાયછે)

**તારાગવરી**—પિતાજી મને જવાબ કેમ નથી આપતા, અને વીચારમા કેમ બેઠાછો એ તમે કયા માણેકલાલની વાત કરી તે મને કહો.

**ચંપકલાલ**—અરે! મારી વહાલી પુત્રી હું તને સું કહું મારૂં દલ ભરાઈ આવેછે. અને જો સાંભલ કે તારો જે પતિ માણેકલાલ, તે આજ કેટલાક દીવસ થયા કોણ જાણે કયાં ગયા છે તે માટે આ સીપાઈઓ તેની સોધ કરવા નીકલ્યાછે, પણ જડતો નથી.

**તારાગવરી**—(ગાભરી થઈને) કોણ મ્હારા પતી? હાય! હાયરે! એ કયાં ગયા હશે? અરે! પ્રભુ' માહરા મનની ઉમેદતો માહરા મનમાંજ રહીગઈ, હાય! હાયરે! હું શું કરૂં.

**ચંપકલાલ**—અરે! તું આટલીબધી ઘાભરી કેમ થાયછે તું ઘભરાઈશ નહીં, હું તારા પતિની શોધ કરવા જાઉંછું.

**તારાગવરી**—પિતાજી, તમે જાવછો તો ખરા પણ વ્હેલા આવજો, નહીતો માહરો પ્રાણ કાહડી નાંખીશ.

**ચંપકલાલ**—તું કશી ફીકર ના રાખીશ.

(ચંપકલાલ જાયછે. અને તારાગવરી વિલાપ કરે છે.)

**તારાગવરી**— **લલીતછંદ.**

અરર હાયરે પ્રિય માહેરા, શું થયા હશે હાલ તાહેરા;
તજી ગયા પતિ શોધું કયાં જઈ, તુજ વીયોગમાં દુઃખીતો થઈ;
નીકળી જાયછે જીવ માહરો, તમ વીના દુઃખી તાત તાહેરો;
ઉદક અન્ન રે મેં તજ્યું ખરૂં, અરર હાયરે જીવી શું કરૂં;
પ્રાણ કાહડું હું પતિ વીયોગમાં, પડું કયાં જઈ કોની સાથમાં;
દીઠો નથી મેહે તુજને પતિ, પરણી ત્યાહરે નાની છેક હતી;
કાહડીનાંખું સનગાર સૌભીત માહેરા, અરર હાયરે હાલતાહેરા;
કેસ છુટાં કરૂં તમ વિયોગથી, મરૂં હું હવે વગર મોતથી;
પ્રભુ તું હવે, ઉગાર મુજને, દયા ન આવી કેમ આજ તુજને;
પુરણ પાપતે માહરા શું થયા, અરર પ્રાણનાથ, કયાં જઈ રહ્યા.

(મુરછાં ખાઈ પડે છે. — પડદો પડયો.)

---

## અંકત્રીજો, પ્રવેશ પેહેલો.

(સ્થલ તારાગવરીનો ઓરડો)

[તારાગવરી બે દાસી સાથે ઉદાસમાં બેઠીછે, અને ચંપકલાલ પ્રવેશકરી કહેછે.]

**ચંપકલાલ**—અરે! પુત્રી હું તાહરા પતિને કયાં શોધું

રખડતાં રખડતાં માહરા પગની રગ ખેંચાઈ ગઈ છે.

**નારાગવરી**—(આંખમા આંશુલાવી) ઓહો! પીતાજી તમને આટલું બધું દુઃખ પડ્યું પણ મારા પ્રાણપતિ નહી મળ્યા ખેર, માહુરા ભવીશ્યનો અનુસાર છે. પણ પિતાજી તમે મને આગ્નઆ આપો તો હું માહરા પ્રાણ પતિને શોધી લાવું, નહીંતો આ ઘરમાં બેઠાથી માહરા જીવને ઘણોજ ઉચાટ થાશે માટે મને આજ્ઞા આપોતો સારૂં.

**ચંપકલાલ**—અરે હું આટલે બધે રખડીને આવ્યો પણ મને ના મળ્યા તો તને કેમ મળશે. અને તું જશે તો તાહરા વિજોગનું દુઃખ માહરાથી કેમ સહન થશે.

**નારાગવરી**—(કંગનવા મોરા કરશે સરક ગયોરે—એ રાગ.

પીતાજી મહને ખુશી થઈ રજા આપોરે,
પતિને શોધી લાવું, મલેતે સુખી થાવું, (ટેક.)
દાશીઓ માહરી સાથેરે, શોધીલાવું હુંતો જાતેરે,
આ દુઃખપડેછે ઓહોલું, કોઈશેહેરમાં જઈ ખોલું,
પડે છે દુઃખ કેટલું માહરૂં મન જાણેરે— પીતાજી

**દાશી**—(એજ રાગે.)

બાઈ આવું સાથ તમારીરે, તમે રાખો ના ફીકર મારીરે;
કહ્યામાં હમે રહીશું, મોકલશો ત્યાં જઈશું,
હુકમ માથે લઈસું, હમારી જાત એવીરે — પીતાજી
(ચંપકલાલ દાસીને અટકાવે છે.)

**નારાગવરી**—

પીતાજી સાન્ત થાવોરે, દાસીને નહીં અટકાવોરે,
તેડીને હુંતો જાઉ, બને તેમ વેહેલી આવું,
માતાના મંગળ ગાવું રજા આપી તેનેરે,— પીતાજી

**ચંપકલાલ**—અરે, પુત્રી તું જાયછે ખરી, પણ તું તાહરા પતિને કેમ ઓળખશે, કેમકે તું જે વખતે પરણી ત્યારે

તાહરી ઉમર ૯ વરસની હતી તે તને શું ખબર.

**તારાગવરી**—પિતાજી તમે કહ્યું તે વાત બરાબર છે, પણ માહરો પતિ મને પરણવા આવ્યો તે વખતે મેં તેને નીહાળી સારી રીતે ઓલખ્યો છે, અને તેને મોહટી નીશાની તો એછે કે તેનાં કપાળ ઉપર કાળો દાઘછે અને હું સારી પેઠ ઓળખું છું.

**ચંપકલાલ**—જો બેન જાયછેતો ખરી પણ વેહલી આવ જે કેમકે તારા શીવાય માહરો જીવ કેમ કહ્યુ કરશે!

(તારાગવરી બે દાસીને સાથે લઈ પોતાના પતી ની શોધ કરવા જાયછે.)

———:o:o:———

## પ્રવેશ બીજો.

(સ્થળ નુરૂદીનની દુકાન)

(તારાગવરી બે દાશીઓ સાથે પ્રવેશ કરેછે અને દુરથી દાશીને બતાવે છે.)

**તારાગવરી**—(તુજે હે સોખ મીલનેકા—એ રાગ.)

અરે દાશી જો આ દુકાન, દેખાએછે કોઈ શેતાન,
જાઉં પાસે હું એની સહી, પતિ માહરોછે એને તહીં.

**દાશી**—(એજરાગે.)

નહીં જાણો તમે લગાર, થઈ ખોટી કરોછો વાર,
હબશીની જાત છે એતો, નીહાળી જોયું છે મેંતો.

**તારાગવરી**—(મીજાસમાં)

શું બોલેછતું અરે દાસી, નીશાની દેખાઈછે ખાસી,
કપાળે જો દાઘો છે એને, પુછું કેમ જઈને હું તેને.

**દાશી**—(હાથજોડીને)

અરે બાઈ ખરીછે વાત, મને દેખાઈ બજી જાત.
કરચોછે એ પતિ તાહરો, આ શેહેરનો છે કેવો ધારો.

**તારાગવરી**—(હાથ બતાવી)

લોકો જાએછે પુછો અહીં, કરીએ કાંમ રૂડું જઈ,
ઉતરીએ કો–ઈ–ને ત્યાંય, નથી સગું વહાલું હ્યાંય.

(બધા લોકોની આવ જાવ થાયછે તેને દાસી પુછેછે.)

**દાશી**—અલ્યા ભાઈ આ શેહેરનો ધારો કેવો છે!

**એકમાણુસ**—અરે જરા ફરીથી, તું શું કહેવા માગે છે, તે માત્ર ઉપરવાળોજ જાણે છે.

**દાશી**— આ શેહેરમાં કોઈ નોકર રહે, ને પછી તેને નીકળવું હોયતો નીકળાય કે નાહીં?

**એકમાણુસ**—આ શેહેરમાં એવું છે કે, કોઈને ત્યાં નોકરી કરવાને કોઈ માણસ રહ્યું તો તેનાથી મુવે નીકળાય પણ જીવતાંતો નીકળાએજ નહીં. (બધા લોકો જાયછે.)

**દાસી**—બાઈ કેમ હવે શું વીચાર છે!

**તારાગવરી**—હવે આપણે શું ફીકેર છે, માહરા પ્રાણ પતિના આજે મહને પુર્ણ દર્શન થયાં પણ એનાં શું હાલ હવાલ થઈગયાછે, તે જોઈને માહરી દેહમાં કાંટા ભોંકાયછે, પણ કંઈ અડચાણ નહીં; આ શેહેરમાં આવો ખોટો ધારોછે તેમાં નહીતો હમણા માહરા પતિને લઈજઈ પિતાને મલતે, હવેતો બે ત્રણ દીવસની વારજતો કેમકે આ શેહેરમાં આપણી **સ્ત્રિ ચતુરાઈ** બતાવી એને દગો કરી છોડવું તો હું એ ખરી હતી. હવે હમણાતો આપણે ચાલો અને કોઈ ઘર શોધી કાહડી ત્યાં ઉતરીએ પછી જે ચતુરાઈ માહરી પાસે હોશે તે પ્રમાણે કરી એ ભાડભુંજાને છેતરીને માહરા પ્રાણપતિને તેડી જઈશ.

**દાશી**—ચાલો ત્યારે આપણે કોઈ ઘર શોધી કાહડીએ.

**તારાગવરી**—ચાલો, (જાયછે—ને પડદો પડેછે.)



## પ્રવેશ સાતમો.

(સ્થળ એક ઘર.)

**દાશી**—કેમ, બાઈ આ ઘર ઠીક મળ્યું કેની.

**તારાગવરી**—હા, પણ તું હવે એક કામ કર?

**દાશી**—તમે જે કામ શોંપશો તે કરવાને તઈયારછું.

**તારાગવરી**— તું આ શેહેરમાંથી કોઈ ચાલાક અને હુશીયાર દાયણને તેડી લાવ, અને પછી હું મારી "સ્રિ ચતુરાઈ" કરી મ્હારા પ્રાણ પતીને તેડી લાઊં.

**દાશી**— બાઈ સાહેબ મને કંઈ કહેવા જેવું રહેશે નહી કારણકે હું પણ થોડી ઘણી સ્રી ચતુરાઈ જાણું છું. (જાયછે)

(થોડી વારમાં દાસી દાયણને તેડી લાવેછે.)

**દાયણ**— કેમ બાઈ શું હુકમ છે?

**તારા૦**— તારૂં નામ શું?

**દાયણ**— બાઈ શાબ, મારૂં નામ ભીખી, અને હું દાયણનું કામ કરી જાણું છું.

**તારા૦**— તમારેથી કોઈ આ શહેરમાં ચાલાક દાયણ છે? કેમકે જે દાયણ ઘણીજ હુશીઆર હોય તેનુંજ મારે કામ છે.

**ભીખી**— બાઈ આ શહેરમાં તો મારેથી કોઈ વધે એમ નથી.

**તારા૦**— ત્યારે મારૂં કામ તારાથી થશે?

**ભીખી**— તમે જે કામ કહેશો તે કામ હું તાકીદથી અને અક્કલ હોશીઆરીથી કરી આપીશ.

**તારા૦**— ત્યારેતો જા બહેન તું કોઈનો મુએલો નાનો બાલક તને મળી આવે તો મારી પાશે જેમ બને તેમ તાકીદથી લાવી આપસે તો હું તને પ્રુસી કરીશ.

**ભીખી**— બાઈ સાહેબ, એ કામ મારૂં છે. તમને હમણા હું આણી આપું છું, મને શું વાર છે. (જાય છે)

**તારા૦**— (દાશીને) એ દાયાણ તું સોધી લાવી, તેં ઘણી હુશીયાર છે હવે એતો ઠીક થયું. હમણા એ છોકરો લઈ આવે ત્યારે તારે આપણી પેટીમાંથી ૫૦) મોહોર ઈનામ આપજે.

**દાશી**— બાઈ સાહેબ, મને કાંઈ કહેવું પડે એમ નથી.

(એટલામાં દાયણ છોકરો લાવેછે)

**ભીખી**— લો બાઈ સાહેબ. આપના હુકમ મુજબ આ છોકરો લાવી છુ. (એમ કહી છોકરો તેના ખોળામાં મુકેછે.)

**તારા૦**— (છોકરાને હાથમાં લઈને) શાબાસ છે બહેન, છોકરો તો તેં મને સારો આણી આપ્યો છે, બહેન આ વખતે હું તને જે આપું તે થોડું છે, (દાશી તરફ જોઈને) દાશી જા આ ભીખીને વાસ્તે સારા સારા પોશાક અને ૫૦ મોહોર લાવી આપ (દાશી લાવે છે ને ભીખીને આપે છે અને ભીખી રજા લઈ જાય છે.)

**દાશી**— બાઈ, હવે આ છોકરાને તમે શું કરશો?

**તારા**— લે એને નવરાવી સારાં સારાં લુગડા ને ઘરેણાં પેહેરાવી લાવ. (દાશી જાય છે ને લુગડાં ઘરેણાં વીગેરે પહેરાવી લાવે છે.)

**દાશી**— લો બાઈ લુગડાંને ઘરેણાં પહેરાવ્યાં.

**તારા૦**— હવે તું મારી સાથે ચાલ, અને આ દાશીને બેસવા દો. કેમકે ત્રણ જાણી સાથે જઈએ તો તેમાં અપશુકન ગણાય. માટે આપણે બે જણીઓ જઈએ અને પેલા ભાડભુજાને ત્યાં સ્ત્રી ચતુરાઈ બતાવી મારા પતીને તેડી લાવીએ.

**દાશી**— ચાલો ત્યારે જઈએ. (જાય છે) ને પરદો પડે છે.

## પ્રવેશ ચોથો.

સ્થળ નુરૂદીનની દુકાન.

(નુરૂદીન પોતાની દુકાન પર બેઠા છે, ને તારાગવરી દાશીની સાથે મમરા લેવા આવે છે, ને ચતુરાઈ બતાવે છે.)

**તારા૦**— (નુરૂદીનને) લે, આ એક પઈશાના મમરા આપ!

**નુરૂદીન**— લાવ પઈશો, આટલી બધી બીજારા શાની કરેછે! (મમરા આપે છે)

**તારા૦**— પીટયા, પઈશાના કેટલા મમરા આપે છે!

**નુરૂદીન**— તો રાંડ, ગાલો શાની આપે છે! દુર રહે અહીંથી (એમ કહી લાકડીનો ગોદો મારે છે, અને તારાગવરી બાળકને હાથમાંથી મુકી દે છે અને બુમો પાડે છે.)

**તારા૦**— હાયહાયરે! કોઈ આવોરે! મારા પ્રાણ શમ પુત્રને મારી નાંખ્યો! હાય હવે હું શું કરૂં! અને મારે ઘેર શું જવાબ દઈશ, હાય હાયરે!

**નુરૂદીન**— (પગે લાગીને) બાઈ શાહેબ તમારે ગમે એટલા રૂપીઆ લો,અને મને માફ કરો.

**તારા૦**— પીટયા તેં મારા પ્રાણસમ બાળકને મારી નાંખ્યો ને તને માફ કેમ કરૂં, હવે હું તને સરકારમાં લઈ જઈ ખુનથી ખુન લઈશ, ત્યારે તને છોડીશ.

**નુરૂદીન**—(કરગરીને) અરે મારી બેહેનો, તમારે મારી પાસે જે લેવુંહોય તે લો; પણ મને જવાદો.

**તારાગવરી**—અરર! હવે હું તને કેમ જવા દઉં, હમણા શીપાઈને બોલાઊંછું, અને તને પકડાવી સરકારમાં મોકલાવીશ ત્યારે હું તને છોડીસ. તાં વગર તને કેમ જવાદઊં.

(બધા માણસો આવતા જાયછે)

**એક માણસ**—કેમ ભાઈ નુરૂદ્દીન, આજે દુકાન ઉપર સેની ગડબડછે?

**બીનો**—ઓહો,હો,હો,હો! એ લડકા કીસકા મરગયા, આહા,હા,હા,હા! એ લડકેકુ કયા ખુદાને નુર દીયાહે.

**નુરૂદીન**— (રડતા) અરે ભાઈ મેને જરા હાથ ઊંચા કરકર લકડી બતાઈ શો એ બાઈકે હાથમેસે ગીર ગયા, ઈસમે અબ મે કયા કરૂં.

**એકમાણસ**— અરે એ ભલીબાઈ, તું સું કરવાને આ બચારા ગરીબપર ગજબ કરેછે, માટે તારે જે જોઈએતે લે, અને એ બચારા ગરીબપર દયા લાવી જવાદે; કેમકે એ બચારાને સરકારમાં લઈ જઈશતો તારા હાથમાં સું આવવાનુંછે માટે હવે એને માફ કર.

**તારાગવરી**—(દાશીને આઘી બોલાવીને) કેમ દાસી, હવે સું કરૂં?

**દાશી**—(ધીમે સાદે)બાઈ આપણે તમારા પતીને લઈને રસતે પડીયે એવો ઉપાય કરવો જોઈએ.

**તારાગવરી**—(નુરદીનને) ત્યારે તે માહરા પુત્રનું ખુન કીધું તેના બદલામાં તારી દુકાનમાનો એક માણસને મારી સાથે મોકલ (હાથ લાંબો કરી) જા, એતો હુંજ તને જવા દઉંછું; હમણા કોઈ બીજો હોતેતો તારો જીવ લેત.

**નુરૂદીન**— (હાથ જોડીને) બાઈ તમારે માણસ જોઈએ તો લઈ જાઓ, હું તમને ના નથી કહેતો. કારણ કે તમે તો મારો મોટો ગુનો માફ કીધો છે. (બે નોકર બેઠા છે તેને હાથ કરીને) કેમ બાઈ આને મોકલું

**તારા૦**— (પોતાનાં ધણી તરફ હાથ બતાવીને) ના, આને મોકલો.

**નુરૂદીન**—(માણેકલાલને) જા અલ્યા આ, બાઈની સાથે?
**માણેકલાલ**— જાઊ છું જી.

(તારાગવરી માણેકલાલ પાસે છોકરાને ઉચકાવી ઘેર લાવેછે.) (પડદો પડેછે.)

## પ્રવેશ પાંચ મો.

(સ્થળ એક ઘર.)

(તારાગવરી, દાસી, તથા માણેકલાલ પ્રવેશ કરે છે.)

**તારાગવરી**—[ગોરી ચલી સાસરે ફીર કબુ આનાહે.] રાગ

તમે સ્વામીછો માહરા પ્યારી હું તમારી,
તમ કારણ શહ્યું છે દુઃખ ઘણું મે ભારી;
દેશો દેશ રખડી થાકી ઘણી હું જ્યારે,
આવી આ શેહેરની માહે મળ્યાછો ત્યારે;
જુવો દગો મે કીધો કેવો એહની સાથે,
"ચતુરાઈ" બતાવી ઠીક તમા-રે માટે;
આ ઘરમાં આવીને કરયો હતો મે વાસો,
દાયણ નો કીધો સંગ થયો તમાશો;
મારૂં શરીર શુકાઈ ગયું તમારે કાજે,
કરૂં બત્રીશ હું રશોઈ જમાડું આજે.

(તારાગવરી પ્યારથી ભેટે છે.)

**માણેકલાલ**—[એજ રાગે.

પ્યારી કહું શું હું માહરા દુઃખની વાતો,
જંગલમાં ગઈ છે બુરી મુજને ઘાતો;
રાક્ષશ આવ્યો વીકાળ જોઈ હું બીધો,
ઈશ્વરે કરયો ઉપકાર ઉગારી લીધો;
પછે આવી શેહેરમાં રહયો એને ત્યાંય,
દીન દીન શરીરનો ગળાતું મા'રૂં જાય;

તેં ઉપાય કીધો ઠીક ઓ માહરી પ્યારી,
છુટવાની નોહતી આશા કીધો આભારી.

**તારાગવરી**—[એજ રાગે.]

જે બની ગઈ તે હવે વાત નવ કરશો;
વિશારો સઘલું તમે દીલમાં ના ધરશો;
હવે તેડી જાઉં મુજ ઘેર પિતાની પાશે,
પછે જઈશું તમારે ઘેર અતી ઉલાશે.

(તારાગવરી હાથ પકડીને પોતાને ઘેર લઈ જાયછે.)

## પ્રવેશ છ થો.

( સ્થલ ચંપકલાલનું ઘર.)

(ચંપકલાલ શોકાતુર બેઠાછે અને માણેકલાલ તારાગવરી તથા દાસી, આવે છે.)

**ચંપકલાલ**—અહા! આજ માહરી પુત્રીને ગયાને એક માસ થયો, પણ કાંઈ ખબર પડતી નથી કે કયાં હોશે, જોઉ છું બે ચાર દીવસમાં નહીં આવશે તો મારે શોધ કરવા જવું પડશે. (એટલામાં માણેકલાલ તારાગવરી તથા તથા દાશી આવે છે.

**તારાગવરી**—(પગે લાગીને) પિતાજી હું માહરા પતિને અતી મેહનતકરી શોધી લાવી છું.

**ચંપકલાલ**—(ઝડપમાં ઉઠીને) માણેકલાલને ભેટે છે.

—બધા સાથે ગાયછે.—

ઇશ્વર પ્રાથના.

પ્રભુ તાહરી કીર્તિછે સૌ જગમાં,
જુવો દુઃખ પડયું આ અંગમાં. (ટેક)
માણેકલાલ ને તારાગવરી ને,
સીધ્ધ થયું પ્રભુ કામ જવરીને, પ્રભુ.

પાર ઉતાર્યાં પ્રભુ હમો ને,
ઈશ્વર રાખે શુ'ખી તમોને. પ્રભુ.
અચળ ગતી છે તારાગવરીની,
બતાવી "ચતુરાઈ" એને ઘણી. પ્રભુ.
રજા હમો માગી લઈએ આજે,
વદે વાણી રણછોડદાશ રૂ'ડા કાજે. પ્રભુ.




## શુદ્ધી પત્ર.

| પ્રવેસ. | પાનું. | ઓળ. | અસુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૪ થો | ૮ | ૭ | સ્થળ હીરાલાલ નું ઘર. તે નહી | સ્થળ ચંપકલાલ નું ઘર. એ ખરૂ. |
| ૪ થો | ૮ | ૯ | પેમાગવરી બેઠીછે ને હીરાલાલઆવે તે નહી | પેમાગવરી બેઠી છે ને ચંપકલાલ આવેછે એ ખરૂ |

# શતવંતીરાણી ને રાજા ભરથરીની લાવણી.

થી સતવંતા રાણી રાજા ભરથરકો લીનો ગલે લગાય
શુન પતી પયારે, શીકાર ખેલને દીશા ઉતર મત જાય

ધુરૂપદ.

છત્રપતી માહરાજ ત્રીઆકે કેહેનેકા ના કરે બીચાર.
બાલમના લાગે, હુકમકે સાથ કીયે ઘોડે. તઈયાર,
છુન શેનેગી થા ઘોડેપે, ઔર ગેના થા જરકશીદાર,
શવાર હોકે ચલે જંગલકે તરફ ખેલને શીકાર,

શેર

ચરતે હીરણુ બીયા બાનમે રાજાકે જબ આયા નજર;
દેખ મીરગ કાલા લીએ સમસીર એંગી જાયકર.
સબ હીરણી મીલ રાજાશે કેહુનેલગી સમજાયકર.
મારૂં મીરગલી દસ પાંચ મત મારો મીરગપર ઘાવકર.

ગજલ.

સબ હીરણી મીલ રાજાશે હઉ અરજ ગુજારી,
એ સરદાર હમારા હમી હયે ઉનોકી સબ નારી,
ના શની ફરીયાદ રાજાએ માની લાચારી.
સમશીર ખેંચ રાજાએ ઉસ મીરગકુ મારી,

છોટી રંગત

છુસ વખત મીરગને તનસે પ્રાણુ ગુમાયા
સબ મીરગ નારીને જોરો શોર મચાયા,
હુઈ કયામત ઉનપે ઓર ગમકા છાયાં,
બે દરદી રાજા તુજે દરસ નહી આયા,

(વલણ) સાગપ દીયા રાજા ભરથરકો તેરી રાણી નીધવા હો જાય
શુન પતી પયારે સીકાર ખેલને દીસા ઉતર મત જાય. ॥ ૧ ॥
માર મીરગ લે ચલે રાજા આએ ગુરૂ ગોરખકે તીર,
દેખ મીરગકુ નાથજી બાત હુવે દીલમે દલગીર,
સજીવન કરો મીરગ નાથજી માફ કરો મેરી તકશીર,
અનાદરસો છોડ રાજ પાટ મેં બનું ફકીર

# આ ચોપડી નીચે લખેલે ઠેકાણેથી. મળશે.



| | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| ફીદલ ગાઈડ વગર ઉસ્તાદે સીખી સકાય ... | ૦ | ૮ | ૦ |
| એનજીન બાએલરનો સાર સંગ્રહ. ... ..... | ૦ | ૧૩ | ૦ |
| કાવ્ય દોહન મોટું ..... .... ... ..... | ૩ | ૦ | ૦ |
| સુડા બોહોતેરી... ... ... ... ... ...... | ૩ | ૦ | ૦ |
| હુંનરનો અરક... ... ...... ... ... ... | ૧ | ૦ | ૦ |
| ગુજરાતી તથા અંગરેજી રજીસતર ..... ... | ૦ | ૧ | ૦ |
| પ્રમદા પત્ર લેખાવળી... ... ... ...... ... | ૦ | ૩ | ૦ |
| રૂપસીંહ નાટક ... ... ... ... ... ... ... | ૦ | ૧ | ૦ |
| વઈદ સાર ... ... ... ... ... ... ... ... ... | ૦ | ૨ | ૦ |
| ગુજરાતી પંચાંગ ... ... ... ... ... ... ... | ૦ | ૧ | ૦ |
| હાયના વાજા વગાડવાની ચોપડી ... ... ... | ૦ | ૪ | ૦ |
| ક્રીમીનલ ટીકાનો ..... ..... ..... ... ... | ૪ | ૦ | ૦ |
| સીવીલ પોસીજર ટીકાનો ..... ..... ... ... | ૪ | ૦ | ૦ |
| પેનલ કોટ ટીકાનો ..... ..... ..... ..... | ૧ | ૮ | ૦ |
| આપકારી કાયદો ..... ..... ..... ..... | ૦ | ૮ | ૦ |
| અફીનનો કાયદો ..... ..... ..... ... ... | ૦ | ૪ | ૦ |

મંચેરજી જમશેદજી પોશટવાળા શુરત નાણાવટ

એક ચતુર નાર અથવા સ્ત્રી સીક્ષણ સાંર

ક્રીકેટ ગાઈડ બેલબોટની ... ... ... .

આગગાડી તથા ચંનીપડવાનો રમુજી ગરબો

સરાવણ મહીનાના રમુજી ગરબા ... ... .

ગુજરાતી પંચાંગ નવું ... ... ... ... ... .

લગનના ગીત તથા રાનીના બાગનો નવો ગરબો ... ૯